# સફરનું સખ્ય

*

હરિશ્ચન્દ્ર ભટ્ટ
મુરલી ઠાકુર

હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ અને મુરલીધર ઠાકુર

કૃત કાવ્યોનો સંયુક્ત સંગ્રહ

# સફરનું સંબલ



પ્રકાશક

કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ

પ્રથમ મુદ્રણ · ૧૯૪૦



મુખ્ય વિક્રેતા
આર. આર. શેઠની કં.
પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબાઇ-૨

કિંમત એક રૂપિયો

મુદ્રક અને પ્રકાશક · બચુભાઇ રાવત · કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર અમદાવાદ



વિષયમાં સ્વતંત્ર સંગ્રહો પ્રસિદ્ધ કરવાનો અવકાશ રહે અને ગુજરાતમાં ઉત્તરોત્તર વધતી જતી કવિતાપ્રવૃત્તિના સમયમાં આ પ્રકાશન નાહકનું બોજા રૂપ ન થાય એટલા માટે ચૂંટેલાં કાવ્યોનો આ સંગ્રહ પરિમિત સંખ્યામાં પ્રસિદ્ધ કર્યો છે.

આ સંગ્રહમાંનાં કાવ્યો આ પહેલાં જે સામયિકોમાં પ્રસિદ્ધ થયાં હોય તેના સંચાલકોનો આભાર માનવાની તક લઈએ છીએ.

સંગ્રહની ગોઠવણીમાં મથાળાં કાઢી નાખીને આંક અને મોટા પ્રથમાક્ષરથી દરેક નવા કાવ્યની શરૂઆત સૂચવી છે. પરંતુ જેમને મથાળાં જોવાં જ હોય તેમને માટે અનુક્રમણિકામાં નામો આપ્યાં છે.

મુ. શ્રી રવિશંકર રાવળના સહકાર તથા મુ. શ્રી બચુભાઈ રાવતના સહભાવ વિના; આ કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થાય છે એવા રૂપમાં મૂકી ન જ શકાત એ નોંધવું જરૂરનું છે.

રામનવમી · ૧૯૯૬

હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ
મુરલી ઠાકુર

**હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ કૃત**

જૉસેફ પિલસુદ્સ્કી

(પોલાંડના ઇતિહાસની ભૂમિકા સાથે)

•

**હવે પછી**

મૅસૅરિક · જીવન અને ફિલસૂફી

(ચેક પ્રજાના ઇતિહાસ સાથે)



**મુરલી ઠાકુર કૃત**

પરબનાં પાણી

(વાર્તાસંગ્રહ)

•

મેળો : બાલગીતો

# અનુક્રમ

## સખ્ય અને બીજાં કાવ્યો



### મૈત્રેય

ઇતિહાસ અને સંસ્કૃતિનાં ચિત્રો · અધૂરા કાવ્યખંડો



## સફર અને બીજાં કાવ્યો

સમીરનું જોર, અષાઢ મેઘનો ૧
ધરિત્રીને ભીંજવતો પ્રપાત
શમે, ભરે આર્દ્ર મધુર ગંધથી
મારા વાડામહીંનો નભકલગી સમો ગર્વિષ્ઠ પારિજાત.

(વસંતે જગનાં વૃક્ષો પાંગરે તે સમે તને
વરવું રૂપ ત્યાગીનું લઇને રહેવું ગમે;
ગભીરા પૃથિવી જ્યારે સ્નાનથી પરવારતી
વર્ષાના, તવ સત્કારે એને ખોળે ફૂલો ભરી.)

સાથી થઇને તહીં દેવવૃક્ષનો
ઊભો હતો દેવકપાસ નાનડો,
લાવણ્ય હેમંતનું આથમે અને
લજ્જાભેરી પધારે શિશિર તવ ખાંભે નાનડો એ કપાસ.

ઉનાળાના તાપે સડક પરથી હું તુંજ નીચે ૨
જતાં, ફૂલો પીળાં હળદર સમાં ત્યાં રવડતાં
ઊડીને આવ્યાં તે, મુજ અનુભવોના સ્મરણમાં
લઈ રાખ્યાં; આજે કંઈ દિવસ વીત્યે નજરમાં
ચડયાં. ના થોભ્યો હું તવ શીતળ છાયા મહીં તદા,
ક્ષમા ના માગું હું; જીવન અમ શાંતિવિમુખ આ
ધસ્યું જાયે કોઈ ઝરણ સમ વેરાન રણમાં.

પ્રભો જે આંખોએ સલિલ નીતર્યાં'તાં દુખ દીઠે; ૩
અને જે હોઠેથી જન-ઉર-વ્યથાઓ શમવતા
સર્યા શબ્દો; આંધી, દરશન થતાં જે, ઉપશમે;
ઉતારૂં રેખામાં મુરત ક્યમ આંહી ભીંત પરે?
ધ્રુજે હાથો, ધ્રૂજે કર મહીં પીંછી, અંતર દુભે.

સુજાના કો આવી તવ ચરણુ અર્પે કમળ તે
ગ્રહીને જૂએ છે કમળ ભણી જેવા ઉમળકે,
મને યે તું આજે તુજ નયનના એ પ્રણયથી
દયામૂર્તિ! લેજે. અભય તુજ મુદ્રા કર તણી
મને શ્રદ્ધા અર્પે. દગ મહીં ભરીને મુખરતિ
ઉતારૂં હું એને. જગતજન હૈયે પ્રકટીને

નવાંકુરો જેમ ધરિત્રીને કરે
પ્રફુલ્લ પ્રાણાન્વિત, વિશ્વને કરો.
ને એક માગું વરદાન હાવાં:
भूतदयां विस्तारय तारय संसारसागरात् ।

૪ ને એ ભમી ચિર સુદૂર અનંત એવા
તારાજડિત્ર નભમાં પરિત્યક્ત દેવી.
આંખે વહે નીર અને વદતી સુવાણી
રીઝાવવા મથતી કાલ પ્રચંડને એ.

અંધાર, ને દૂર ઉંડાણુ મહીં ભમીને
શોધી રહે પગલી કાળની એમ આત્મા.
જો રીઝવે કદી ય તો વરદાનમાં એ
પામે પ્રકાશ, વળી ચેતન, પ્રેમ મોંઘાં.

૫ રત્નો સમાં ચમકતાં નયનોથી રાત્રી
ફેંકે છ દૃષ્ટિ પૃથિવીનભ છાઇ દેતી,
ન્હાવા કરે નયન આંતરરાગ માંહી
દૂરે; રહે નીતરી મંગલ આ ઉપા ત્યાં.

આ કાચના કણુ સમાં નયનો વિલોપી
એવાં તમિસ્ત્ર ઉરનાં અજવાળવાને
ને પ્રાણની તરસ છીપવવા અમાથી
આ બિલ્વમંગળ વીંધે નયનો જ એનાં.

એકદા નૈમિષારણ્યે, મુમુક્ષુ, જ્ઞાનવાંછુને
ભગવન્ વ્યાસ આદેશે સમાધિરૂપ આત્મનું.

આ સૂર્યની કિરણઅંગુલિએ
સરોવરે પંકજ જેમ ખીલતું,
જન્માન્તરે કોઈ સવાર ઊઘડે
ને આત્મ આ સ્વપ્ન મહીંથી જાગતો.

વીંધી ધસે એ સ્થૂલ, સૂક્ષ્મ બન્ને
વિશાળ જે, સાંકડું આભ આ થતું,
આનંદ આનંદ ધ્વનિ ભરે બધે
ને તેજ પૂરે વળી અંધકારે.

ચૈતન્ય સૌ આ જડ જેવું એને.
ને સૂર્યમાળા-ગતિ છેક ધીમી,
બટુ સમો એ ત્રણ પાદ માંડી
પામી રહે પાર અસીમનો જે.

નથી નથી ભૂત-ભવિષ્ય એને,
એ વર્તમાને જ સદા રમી રહે;
સ્વયં ત્રિમૂર્તિ ત્રણ કાળની થતાં
બધું જ એને મન વર્તમાન.

ને શૂન્યમાં મારગ તેજનો લઈ,
જડે ગ્રહી ચેતનજ્યોત ધીમી,
ને પાપમાં પુણ્યની પાંખ જોઈ
પ્રસન્ન પૂર્ણત્વ મહીં વિરામતો.

## ૨ પરબ્રહ્મ

આંધળી આંખોની આભાનો સુરજ તું;
બ્હેરા કાનોનું તું ગુંજતું ગીતડું,
વેદના વિછોડયાનું એક તું દુઃખડું
સુખમાં આશાને છોડયાનો આનંદ તું,

તૃષ્ણા-ઉલ્લાસનો કાંઠડો મારો તું,
અનંત અંતરની પ્રશાંત ઉષા તું,
એકલ શાંતિમાં રાચે સદૈવ તું,
તુંહી સમાધિ, નિજાનંદ રૂપ તું. *

* પહેલો ખંડ આઠ-દસ વર્ષ પહેલાંનો છે. બીજો ખંડ સ્વામી ભારતાનંદ (પૂર્વાશ્રમના મૉરિસ ફ્રીડમન)ના અંગ્રેજી કાવ્યનો અનુવાદ છે.

૭ પ્રલયના મરુતો ફૂંકતા હશે,
નહિ પૂરે મુરલી સૂર તે સમે;
નહિ સુધા તવ, સાગરમન્થને
પ્રલયભેરી અનન્તની વાગશે.

તુમુલ ભીષણ, માનવ નૃત્ય એ
નિરખશે સહશે કયમ કારમું?
અખિલ વિશ્વનું ચિત્ર વિલોપીને,
યુગ અનેકની પૃથ્વીની વેદના
ડુબવી, સર્જનયજ્ઞ મહીં વિભુ
નવલ સર્જન આશિષ આપશે?

जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता।

૮ વજ્રીએ વજ્ર ફેંક્યું? ઉદધિ શું ઉમટ્યો? શંખ ફૂંક્યા સમીરે?
ફાટ્યો જ્વાલામુખી શું? રિપુદલ દમવા ચક્રવર્તી પધારે?
નાથેલો નાગ જાગ્યો? નહિ નહિ, ગરજે કેસરી પર્વતે,—ના
શંભુએ અટ્ટહાસ્યે ત્રિભુવનવિજયી નૃત્યપ્રારંભ કીધો.

વિશ્વનું થડક્યું હૈયું, બ્રહ્માંડે ઘોષ ઝીલિયા,
શંભુએ નૃત્ય આરંભ્યું, અક્ષરે નાદ ઉદ્ભવ્યા.
નક્ષત્રે માર્ગ આપ્યો, ને દેવગાંધર્વ ઊતર્યા,
ગણો સૌ હર્ષથી ઘેલા નાચી શંખ ધમી રહ્યા.

પવનલહર ધીમી દેવદારૂ હલાવે,
દિનકર તહીં થંભી તેજ ફેંકે દિગન્તે,
હિમશિખરમહીંથી રક્તબિંબિત ધારા
રવિકરની લપેટે શંભુની સર્વ કાયા.

અંગે અંગે ગતિ વહી રહી સર્પ સૌ વીંટળાયે,
ચંદ્રજ્યોતિ ચમકતી ધીમું આગિયો જેમ ઊડે,
તાલે વાગી ડમરૂ ડમકે, અંગુલિ ઠેક આપે,
મોંઢે ખેંચી રૂધિર ગળતું ચર્મ અંગે વિંટાળે.

લક્ષ્મીજનાર્દન કુતૂહલ દૃષ્ટિ ફેંકે,
નૃત્તે રસિક ગિરિજા શરમાઇ જાયે,
ત્યાં શારદા મધુર મંજુલ ગાન ગાયે,
ને વેદવાણી વદતા અમરો સ્તવે છે.

ડાર્યો દક્ષ, સ્વમાનરક્ષણ કર્યું, લીધો હવી ભાગ, ને
પાયું અમૃત દેવને, વિષ પીધું, ને જાહ્નવી સ્વર્ગથી
ઝીલી માનવપાપ પૃથ્વી પરનાં ધોયાં, અને નૃત્યથી
સાધે મંગળ વિશ્વનું પ્રલયમાં બ્રહ્માંડને રોળતા.

મૃદંગ વાગે કરતાલ બાજે,
ત્રિલોકમાં ભૈરવનાદ ગાજે,
મૃત્યુંજયી સૂર દિગન્ત માંહે
ફરી વળી શાશ્વત શાંતિ સ્થાપે.

પ્રલયેશ પ્રભુ થંભ્યા, થાક્યા એ વિજયી મદે,
હર્ષ ને સ્નેહથી જોઈ, અટ્ટહાસ્ય કરી રહે.

તેં પૃથ્વીએ પગલી આર્યકુલોની શોધી, ૯
તારે પદે ઉદધિ આ ધ્રુધવે સમર્થ.
તોડી અનેક યુગની જડ શૃંખલાઓ
નિર્બંધ થૈ પ્રલયનું ધમસાણ માગે.

ઉદ્બોધતો પ્રણમી સાગરરાજ તુંનેઃ
'પ્રાચી વિષે અમ નવોદિત ભાનુ જેવો
તું વ્યાસ, તેં શીખવીઓ નવધ્યાનમંત્ર—
નિષ્કામ કર્મ કરજો, તપ એ જ સાચું.

તું હો ભલે સમયમૂર્તિ; વિષાદ મારે
એનો નથી. જગતપ્રાંગણ કો વિભૂતિ
આવે યુગાન્તર વિત્યે પ્લટાવવાને
સંરક્ષવા યુગજૂની નવ કેડીઓને.

વર્ષો થયાં પુનિત ગંગ વહી ભૂલે સૌ,
ભૂલાઇ એ જીવનધારક સંસ્કૃતિ યે;
ને વ્યર્થ એ શ્રમ ભગીરથનો થયો શું?
તારા પખાળું પદ; એક જ વાંછના કે
તું અર્ધ્ય લે, હું પ્રલયંકર થૈ પછીથી
રોળું બધું. વળી કહીશઃ તું આવ ઝંઝા
ને પાંચજન્ય થઈ ભારતને નિમંત્રી
આ એક મંત્ર નવસર્જક આપજે તુંઃ

"માનવીઉરની આંધી, ધર્મમંગલથી શમે;
રાષ્ટ્રોનાં ઉરની આંધી, અહિંસામંત્રથી શમે."'

૧૦ ગ્રીષ્મની રજા મહીં, હિમાદ્રિના પ્રવાસમાં
વિચાર એક આવતો.
ઉંચે ઉંચે ઉંચે જતા, ઉભેલ દેવદારુમાં
વસંતપૂર્ણિમા સમે,
કદિ અમાસ રાત્રિએ,
દુઃખ, શોક, આર્તિમાં ડૂબેલ માનવી સમો
વને વને ભમે અને
સમીર મંદ શેં રુએ?

વૃંદગાન પક્ષીનાં, નિનાદ કોકિલાતણા,
મયૂર મત્ત નૃત્યમાં, રમે કૂજે કબૂતરાં,
તહીં ઉંચે ઉંચે જતા, ઉભેલ દેવદારુમાં
હિમાનીને ભરે છ સાન્ધ્યરશ્મિ રંગરેલતા.

માનસેથી ઊડતા મને મળેલ હંસલા,
કહે જતાં જતાં જરાઃ
સમીર મંદ દેવદારુ વૃક્ષમાં રુએ અને
પાંદડે ઠરેલ ઓસ—અશ્રુબિંદુઓ પડે,
કહે બધે ઉરોવ્યથા
સ્વદેશની જ એ કથા.

'વૃથા યુગાન્તરોની વાત, શેં કરૂં?
નહીં કરૂં?
યુગાન્તરોની એ કથા
ભુલાય ના
ભુલાય ના
પરંતુ કાલઅબ્ધિમાલના દિગન્તરાલમાં
વિસ્તરેલ માતૃભોમની યશસ્વી કીર્તિનું
પ્રતીક શોધતો ફરૂં.

ન વિસ્મરૂં,
ન વિસ્મરૂં,
હંસ જાય દૂર દૂર, ને શમે વિરાટપૂર.
કાલની અસીમ ને અનંત ભોમમાં વહ્યા
અનેક સ્રોત સંસ્કૃતિ તણા, અને સરસ્વતી
ડૂબી, અને રહી છ માત્ર
અશ્રુશેષ એ કથા;
ગ્રીષ્મ ગૈ, રહી છ માત્ર
શબ્દશેષ એ કથા.

૧૧ જમ્બુદ્વીપે ધરા પે ભરતભૂમિ તને પામીઓ ધન્ય માનું.
અમ્ભોધિ દક્ષિણે આ તુજ પદ ચુમતો અર્પતો ઊર્મિમાલા,
ઊંચે ઊંચે જઇને ગિરિવર ચુમતો આભની તારલીઓ;
દૂરેથી આર્ય આવ્યા રખડી રખડી, તેં સિંધુતીરે સમાવ્યા,
આંબો મોર્યો ઘણો એ, ઘરઘર પ્રકટ્યાં અગ્નિહોત્રો, વસ્યાં કૈ
ગ્રામો ત્યાં, ગાય માઘ્વી, નવરસભર આ અન્નપૂર્ણા રસાળા...

એવી વાતો પુરાની, રઘુકુલતણી ને યાદવો કૌરવોની
કૌંતેયોની ભુલાઇ, ભગીરથતપની જાહ્નવી યે ભુલાઇ,
ભૂલ્યા સિદ્ધાર્થ, ભૂલ્યા...

આવ્યો ઇસ્લામ જેના ધ્વજ પર ફરકે વાંકડી બીજરેખા,
આવ્યો એ કેસરીના ડગભર ધ્રુજવે શીર્ણ હિન્દુત્વને એ;
ઝીણી એ બીજરેખા પુનમ સમ ખીલી, ને ગ્રસે ચંદ્રને ત્યાં
રાહૂ સામ્રાજ્યઘેલો; પૃથિવિ પર બધે કારમી વેદનાનાં
દુઃખે રાત્રી છવાઈ; વરસ ખૂબ ગયાં; રે ઉષસ્તેજ ક્યાં છે?

મા! તારી જાહ્નવીમાં શત શત યુગની ઘોર આક્રંદગાથા
પૃથ્વીની-માનવોની શમવી સરજવા સૃષ્ટિ કો નૌતમાંગી
માગું હું ભારતે આ ભગીરથ સમ કૈં પૌરુષાર્થી યુવાનો
ને એની પ્રેરણા શી અવિરત શ્રમ લે એવી મુગ્ધાંગનાઓ.

૧૨ [1]'અમે સૈનિકોએ જનનીચરણે આ શરીરને
બલિદાને અર્પ્યું જીવનભર ઝૂઝી સમરમાં.
અમીરો, ખેડૂતો જીવનધન અર્પી અહીં સૂતા
તમારી મ્હેલાતે, અમર ઇતિહાસે કિરત તે
દટાઈ પોકારેઃ પરવશ વહ્યાં ના નીર કદી...
વહી વિરલા[2] ઘેલી જનમભૂમિમાં પ્રાણ પૂરતી.

વિદેશીઓ આવી ગરવી તુજ ગાથા ભુલવવા
મથ્યા. અગ્નિઝાળે સતી સમ દીપે તું શુભ ધરા,
અનન્યા તું મારે જનમભૂમિ પૃથ્વી પર સદા.

અને છેલ્લી મારી ઉરધબકને એક મનીષા:
હુંફાળા હૈયાને શિશુ સમયની હોંસ પૂરવા
તહીં દાટો મારા વતન મહીં એકાન્ત કબરે,
સુતેલી માતાના પદકમળની આરતિ કરી
રમું કાલાન્તે યે ચરણુરજ થૈ એ જ પદમાં.

---

(૧) સોથી યે વધારે વર્ષોના પરચક્રમાંથી પૉલાન્ડને સ્વાધીનતા અપાવનાર માર્શલ પિલસુદ્દૂરકીનું ૧૯૩૫માં અવસાન થયું. એના દેશવાસીઓનો એ પૂજનીય ત્રાતા હોવાને લીધે સ્વાભાવિકરીતે જ પૉલાન્ડની સંસ્કારિતાના કેન્દ્ર સમા ક્રૅકૉવમાંના વાવેલના કિલ્લામાં 'વીરપૂર્વજો'ની સાથે દાટ્યાનું રાષ્ટ્રીય માન પ્રજા એને આપે. પોતાના મરણુ સમયે એણે પણુ એવી ઇચ્છા બતાવેલી કે રાષ્ટ્રીય અસ્મિતાને માટે એના શરીરને વાવેલમાં દાટવું હોય તો યે એનું હૃદય તો વિલ્નામાં એની માતાની કબર આગળ એના પગ આગળ દાટવું.

(૨) વિસ્લા (Vistula) હિંદની ગંગા જેવી પૉલાન્ડની ઇતિહાસવિખ્યાત નદી.

૧૩

રેં કે રમે પ્રણુયી કો ફુલગેંદ લૈ, તે
ઝીલો હસી નચવતી પ્રિય, એમ અબ્ધિ
આવે તરંગસીકરે અભિનંદતો એ,
તેને ચૂમી ખડખડાટ હસી રહી તું.

ક્ષિપ્રા નહિ, નહિ હવે અલકા અમારી,
એ વૈભવો ભુલવતી નગરી અમારી;
રસ્તા બજારમહીં રેલત વૈભવોની
તારે સદા નવવસંત, સદા દિવાળી.

ઉલ્લાસતા રસળતા ધનરાશિએ કૈં
આવાસમાં મદભરેલ કઇક બાંકા,
સૌંદર્ય ને કનકવૈભવના પિપાસુ
હેમાંગિની રીઝવતા રૂપવેલડી કો.

પારેખ કૈં મૂલવતા નવરત્ન, તેવા
રશ્મિ ઝીલે અભિનવા રસદષ્ટિવાળા
નૃત્યે, કલા, કવનમાં;—સુભગા ત્રિવેણી
સંસ્કારની વહવતી નવભારતે તું.

ઉત્થાન રાષ્ટ્રનવચેતનનું અહીંથી,
એ ઉગ્ર અગ્નિ તણી જ્વાલ મહીં સમર્પ્યાં
બંદી થવા કંઈક, પ્રાણ દીધા કંઈકે:
તું ઉચ્ચ શૈલ નવભારત–ચેતનાનું.

ઝાંખા તારાપ્રકાશે, પૂનમસરતણાં ચંદ્રિકાનીર માંહે,
તારી આકાશરેખા ગગનઘુમટને વીંધતી, શોભતી એ.
એવી આકાશરેખા સુદૂર વિખરતી વિસ્તર્યા આભ માંહે
ને આ દીપાવલિના ટમટમ ધ્રુજતા દીપકો અબ્ધિ માંહે.

૧૪ આજે અહીં પશ્ચિમવાહિની તટે
કાવેરીનાં ઉછળતાં જળ અંજલિમાં
લૈ તર્પતાં નયનમાં જળ ઊભરાયે—
પિતૃ સ્મરૂં, સ્મરૂં પુરાતન ઇતિહાસ,
જ્યાં ગૌતમે રીઝવિયા પ્રભુ રંગનાથ.

આનંદમાં મગ્ન, અનંતશાયિની
ત્યાં મૂર્તિ છે સાગરપુત્રી-સખ્યમાં;
વિનાશની ઘૂઘવતી અશાંતિમાં
એ ચિન્તવે શું નવસૃષ્ટિ-સર્જન?

૧૫

આ 'મંગલસ્નાન વિશુદ્ધગાત્રી'
કન્યા પધારે ગિરિજા સમોવડી
શું જાહ્નવી મારગ મોકળો કરી
સંસારના ઉંબરમાં પ્રવેશી?

કેશ છુટા, સિંદુર સેંથીએ
અંતરપટ ખુલશે આજે, ને
રત્નદીપકનાં તેજ જીવનનાં
        અંધારાં હરશે.

અલખભાવ અંતરમાં રમતાં
હૈયે ગીત મધુરાં ભરતાં
લજ્જા આંખોમાં નીતરતાં
        સપ્તપદી ભરતી.

સહિયારી જીવનની, રાણી
હૈયાની તું, હાથ મિલાવી
દૂર ઉંચે નભ માંડી આંખો
        ધ્રુવતારો જોતી.

લીધાં વ્રતો અગ્નિ સમક્ષ, કન્યકા,
તે આજ આંહી કજળી જતો ભલે.
શમે ન, પ્રજ્વાલિત વહ્નિ રાખજે;
વસંતનાં ચેતન પ્રાણ ઝીલતી
વસુંધરા શી જગને હુલાવજે.

૧૬

પીધું હલાહલ શિવે, પૃથિવી પરે આ
તો યે રહ્યું જગતનું ઉર બાળતું એ...
તાપે તપેલ ધરતી પરિતૃપ્તિ પામે
વૈશાખની પુનમના અમીસીકરોમાં,
એવી પ્રસન્ન અમીવર્ષણ કૌમુદીને
ઝીલી જગે વિષભર્યો ઉરદાહ શામો.

૧૭ તારા શ્વાસે શ્વસીને મમ ઉર ધબક્યું તેં દીધી પ્રાણદીક્ષ
પીધી મેં સ્તન્યધારા તુજ ઉર વળગી અંગઅંગો વધ્યાં આ
તેં પ્રીછ્યું મૌન મારું, કુહુરવ સમજી તેં મને હાથ દીધો
તારાં ગીતો સુણીને શબ્દ તુજ વીણી થાઉં વાચસ્પતિ હું.
તારી હૂંફે વિતાવી શરદ કંઈક ને કૈં વસંતો વિતાવી;
કિંતુ મા, યૌવને તો પ્રણયજીવનની રાજ્ઞીને હાથ આપી
ભૂલ્યો. ના, ના, ભૂલું ના,—તુજ ઉર દરતું આંખ તારી કહે છે.
સેવામૂર્તિ હૃદે લે, જીવનભર રહે પ્રાર્થનામૂર્તિ મારી.

૧૮ મારા ઉરે કોઇ અપૂર્ણ વેદના
વર્ષો થયાં અંતર કોરતી હતી;
યુગાન્તરોની અણદીઠ વાંછના
મથી રહી સર્જન પામવા નવાં.

તેં મુગ્ધ મારું ઉર ખોલ્યું, ને મને
માતા! કીધો તેં દ્વિજ, દૈન્ય ટાળિયું.
રહે અધૂરાં અવ ગાન મારાં
ફરીફરી જન્મ લઇ કરું પુરાં.

૧૯ નિર્દોષ ને નિર્મળ આંખ તારી
હતી હજી યૌવનથી અજાણ,
કીધો હજી સાસરવાસ કાલે,
શૃંગાર તેં પૂર્ણ ચિતા મહીં કર્યો!

કૂંળી હજી દેહલતા ન પાંગરી,
કૌમાર આખું ઉઘડ્યું ન ઉઘડ્યું,
પ્હેરી રહે જીવનચુંદડી જરી,
સરી પડી ત્યાં તુજ અંગથી એ!

સંસારના સાગરને કિનારે
ઊભાં રહી અંજલિ એક લીધી,
ખારું મીઠું એ સમજી શકે ત્યાં
સરી પડ્યો પાય સમુદ્રની મહીં!

શિશિર આવે, ક્રૂર કાળ આવે,
ને પુષ્પ કૂણાં દવમાં પ્રજાળે;
સુકોમળી દેહકળી અરે અરે
વસંતની ફૂંક મહીં ખરી પડી!

૨૦

ભવરણમાં નાસી જાતો ત્યાં
આંખો તારી રમતી રમતી
અંતરભાવ લહીને મારા
જીવનમંત્ર લખે.

૨૧

નિતનવ ધરી શોભા થાજે સદૈવ શુભંકરા
કુદરત સમી મારે માટે ચિરં રસપ્રોક્ષણા.

૨૨

પ્રથમ માનવ આંખ ઉઘાડતાં
હૃદયદર્શનમાં થઈ મુગ્ધ એ
નવ ઉષા નિરખે બની ઉત્સુક—
નિરખી મેં પ્રથમે, હતી તેવી તું.

૨૩ સખે સ્મરે, મિલનનું સવાર એ!
જરીક—ના, એ નહિ શબ્દમાં કહું.
પ્રફુલ્લતાં કો શરમાળ પોયણી,
સુમંદ વાયુલહરે ધ્રુજી ઉઠી.

૨૪ સુધામુખની રેખ સ્હેજ અનિલે ઉડાડી લટે
જરીક ઝડપી સરાગ, તુજ દેહસૌન્દર્યને
ચહું નિરખવા અમીટ દગથી. છીપાવું અને
તૃષા ક્યમ ન સ્પર્શથી તવ સુડોળ અંગાંગના!

૨૫ ચારુસ્મિતે! અધરની તવ લાલિમાને
જોઉં, ચૂમું—ફરી ચૂમું—નહિ તૃપ્તિ પામું;
જેવો પ્રમત્ત ઉદધિ ધરણી ચૂમે છે
વર્ષો થયાં, નહિ જરી પરિતોષ એને—
કેવો આશ્લેષઘેલો અવનિશું રમતો, ખેલતો લાડતો એ!

૨૬ મને શરીર અર્પિયું સુમનગુચ્છશું તેં તદા,
ચૂમી લઈલઈ બધી કુસુમમ્હેક મોરી કીધી.
પરંતુ તહીં ગુચ્છમાં અધખિલ્યાં ગુલોની કળી
જેવા ગાલો પરે શેં નયનથી નિતરે ઓસ શાં અશ્રુબિંદુ!

વસંત વીતી, નવ આમ્ર મંજરી ૨૭
ખરી, પડી યૌવનદેહ મંજરી;
ને ગ્રીષ્મની વાદળછાંયડી મહીં
ઉગેલ એકાન્ત તળાવને ખૂણે
ઝાંખી લાલાશવાળી ધવલ કમલિની, એવું સૌંદર્ય તારૂં.

સુવર્ણપ્રતિમા સમી પ્રણયમૂર્તિ મારે હતી. ૨૮
વનાન્ત, ગિરિગહ્વરે, ઉદધિતીર, ખંડેરમાં
હવે વરસ કૈં જતાં પ્રણયમૂર્તિ શોધું ફરી.

અરે! સમીપ માહરી! જગતમાંહી શોધી વળ્યો!
વિચ્છિન્ન સહુ અંગ, ને વદન ખિન્ન, એવી અહીં
હતી જ પ્રતિમા ખરી, હતી પરંતુ અવશેષ શી.

ઉર સ્નિગ્ધ અમી ભરેલ તે ૨૯
ઉરનું અમૃત ચાખવા જરા
અનુરાગ ભરેલ આંખથી
નિરખું કોમળ દેહમાંહી આ;
મૃદુતા ધવલાં કરેણુની
ભપકી કેસુકુસુમની વળી.

શશિ વા મૃદુ પુષ્પપાંદડી
ઉપમાનાં ઉપમાન થાય છો,
નહિ કોઇ થતાં તવાંગની
ઉપમા, જેહ અનન્ય સર્વમાં.

૩૦ અયિ મન્મથ! શોભ તું હવાં,
દમતો શેં અમ દેહ આવડો?
કરવા ક્ષીરનીરને જુદાં
મથતા હંસ; અમે ય હંસલા.

રમતી રવિરશ્મિતેજમાં
પૃથિવી આ લલિતા વિનોદિની,
અભિષેક કરે શશિ અને
રજની સ્નેહની પર્વણી થતી.

રૂપભેદ અભેદમાં શમી
જીવ નિર્લેપ અકામ, તેમ આ
દૃઢ બંધન દેહનાં થતાં
વિસરે છે સઘળું અજાણતાં.

શિશિરે ઉગતું સવાર આ
અરવા શાંત બધાં સમાધિમાં.
પવને હળવે રહી તહીં
ઝુલવી વૃક્ષની એક ડાંખળી.

પ્રિય સોડ મહીં સુતાં સુતાં
સુણતાં ગાન પ્રભાતપંખીનાં,
ફરકે સ્મિતમાધુરી મુખે
સુખની વા સ્વપનાંની કો કહે?

૩૧ જાણ્યા ન મુગ્ધ ઉરભાવ, ન પંથ પૂછ્યો,
યાત્રી અમે રખડતા વનમાં, જનોમાં;
પ્રસ્થાનને વરસ કૈંક વિત્યાં, હવે તો
ભૂલ્યા અમે પૂજનઅર્ચનના વિધિઓ.

યાત્રા કરી જીવનતીર્થની એક માર્ગે,
ભાથું લઇ તપનું, મંદિરમાંહી આવી
બાળ્યો બધો ધૂપ અમે સુખદુઃખનો ત્યાં;
યાત્રી હવે જગતમાં ધુમરેખ જેવાં.

૩૨

નહિ, નહિ, નહિ, જુઠ્ઠું; બાળ્યો અનંગ શિવે નહિ.
'પણે નવવસંતમાં તરુણ કેસુડે ફૂટતી
કળી અણુકડી ખીલે; અરુણરંગી એ ડાંખળી
પરે કબુતરાં રમે કુહુરવે; તળાવે અહીં
નહિ જલ, સુકું બધું નિરખતાં ઉડી સારસાં
જતાં યુગલમાં ભમે; ઉતરતી નિશા ગ્રીષ્મની.

અષાઢ વરસે, અને ગરજતાં ઘને નાચતો
મયૂર મદમત્ત આ, અરર–એકલો? ના, નહિ,
સમીપ નિજ પ્રેમની મુરત મુગ્ધ છે ઢેલડી.
અને પ્રકૃતિમૉડશી નૃયુગલી બની જોડલી
રમે, શરદ ઉત્સવે, ગગનમાં ઢળે ચંદિરા.

નવાંકુરિત, તમ, વા
શરનભ સુધાભર્યાં.
બધે પુરુષ–પ્રકૃતિ શિવ અને સતી શાં રમે,
મનોજ–રતિ જીવતાં અહીં અભિન્ન આ વિશ્વમાં.'

૩૩

સરી હું તો ધીમે પ્રિયતમ તણા હાથમહીં ને
પડી થંભી ને ત્યાં પ્રિયમુખરતિ એ નિરખતાં
મળી આંખો બન્ને
ઉડ્યા આત્મા સાથે
વિરાટે એ ત્યાંથી પ્રસરી સહુ બ્રહ્માંડ ભરી દે.

સમર્પ્યાં બન્નેએ જીવન અમ એ પ્રિય હૃદને
ચિદાનંદે રાચી શરીર મનથી જે પર રહે.

અનંતે એ કાલે
લહ્યાં હૈયે સાથે
'અહા! હોયે રાત્રી સકળ જગના લગ્ન તણી આ.' *

* મૉડ એમ. મૅક્કાર્થીના કાવ્યનો અનુવાદ

૩૪ યુગો પહેલાં અમે
હતાં પ્રેમી, આજે
વીત્યાં વર્ષોની કૈં અતલ સ્મૃતિના સ્રોત વહીને
મળ્યાં સ્નેહી પાછાં જીવનસરનાં સૌમ્ય નીરમાં.

અને હૈયાં કેરા
ઊંડા અંધારામાં
ભુલાએલા કોઇ મધુર ગીતના દૂર ધ્વનિ શો
તહીં ગાજે કોઇ દૂરસુદૂરથી એક પડઘો!

વિચારૂં છું હું એ
સુણે તું એ સાથે?
જુએ જ્યારે સામું ગહન નયને તું, પ્રિયતમે!
અને હંમેશાંનાં સરલ અભિનન્દે સ્મિત વડે?*

* લિલી સ્ટ્રિકલૅન્ડ ઍન્ડર્સનના કાવ્યનો અનુવાદ

૩૫ કાંતે જો પ્રેમને તું નિજ રૂપ મહીંથી કાઢતો તંતુ ફીટ,
વા તારી પ્રેમધારા ખળખળ ઝરણું ઊભરે એમ વ્હેતી,
ટીપીટીપી ઘડાતી કનકપટી સમી પ્રેમરેખા ઊકેલે,
ઊંડાંઊંડાં નવાણો સમ ઉર મહીં જો પ્રેમનો સ્રોત ફૂટે,
પ્રેરાને માતરિશ્વા પ્રણય અનિલની લ્હેર, એવી વહે જો,
વેરે તું પ્રેમનું બી નવકણ અરથે જેમ ખેડૂત ઓરે,
માતાના પ્રેમભાવે શિશુસમ ફુલવે પ્રેમ તારો જનોને . . .

તો તો એ શક્તિ તારી પ્રકૃતિ સમી ખીલે પંચતત્ત્વો પ્રકાશી
ત્રા પ્રેરે કાન્તદર્શી જનપદ ઉલટે એહવી સિદ્ધિ તારી
ને લાધે આર્ષ દૃષ્ટિ; અસુરવિજયી તું દેવ જેવો સમર્થ.
સ્રષ્ટાની શક્તિ તારી, અણુઅણુ ભરતો તું વિરાટે સ્વયંભૂ. *

*મિટ્સકિયેવિચના If you reel Loveનો અનુવાદ

તુંથી દૂર પડેલો આજે
જીવનવનનો એકલ પંથી
મારગ ભૂલી આથેઆથે
શોધું એ પગલી.

૩૬

શો સજી જયપરાજય-ચક્રમાંથી
સંસ્કારના શિખરપે ગ્રીસ-રોમ પ્હોંચ્યાં;
સંસ્કારિતામહીં ન માનવતા જરાયે:
—કાર્થેજને દિવસ સત્તર રોમ બાળે!
રે વાસુકિવિષમહીં અમી સ્હેજ હોશે,
ઐશ્વર્યનું વિષ હલાહલથી ય ભૂંડું.

જે લોકશાસનમહીં ગ્રીસરોમને ના
લાધ્યું, અહીં ભરતવર્ષની પુણ્યભોમે
સીંચે અશોક જગતાપ નિવારવાને
ઐશ્વર્યનું સુભગ મંગલ વિશ્વ માંહે.

એ ધર્મમંગલ થકી જગદાહ વામે,
જેવી વર્ષાપ્રપાતે પૃથિવીઉરતણી વહ્નિઝાળો શમે છે.

૩૭

ઉન્મત્ત આ માનવમેદિનીમહીં
થાકેલ ધીમાં ડગલાં ભરીને,
ધીરેધીરે ક્રૂસ ખભે લઇને,
ઇશુ પધારે જગદુઃખ શામવા.

અનંતની વેળુ મહીં ય શોધવા,
પુણ્યાળુ તારી પગદંડી પ્રીછવા,
આવ્યું ન કો' એકલ સાથ દેવા;
કારુણ્યમૂર્તિ! પ્રણમું, નમું, નમું.

૩૮

જે સત્યને પ્રાણ અમૂલ્ય અર્પી-
ને સુકૃત જીવન ધન્ય માને,
સુવર્ણના પાત્ર વડે છુપાયલું
સ્પર્શ્યું ન તે રોમન-દંડધારીને.

૩૯ કાલિન્દિતીરે ઘનશ્યામકુંજાવરી
જ્યોત્સ્નાસરે સ્નાન કરંતી રાધિકા
પ્રેમેભર્યું ઉરનું ગોરસ આપવાને
કદંબકુંજે વનમાલી શોધતી.

'સખી શું પૂછે મુજને ઘડીઘડી !
એ પ્રીત એ અમૃતનેન-માધુરી
અતૃપ્ત આજન્મ નિહાળતાં હજી
કહે મુરારિ મળશે મને તહીં ?
હૈયે જડી મૂરત લાખ યુગથી
તો યે શમ્યો ના ઉરદાહ મારો.' *

* મૈથિલી કવિ વિદ્યાપતિના કાવ્યનો સાર

ઋણમુક્તિ વાંછું ઋણમાં દબાતાં,
પુષ્પાંજલિ આ ઇતિ ભાગ્યરેખા.

પૂજ્ય વિદ્યાબા

તથા

કજીઆળી બ્હેન સરલાને

વહે સઢ ફુલાવતી ઉદધિને ઉરે નાવડી, ૧
ચહે મન, હું યે કદી સફર કાજ ક્યાં ઊપડું!
તદા સ્મરણુ આવિયું: વરસ એક પૂરૂં થયું;
ચહે તું ન ચહે ભલે, જીવનનાવ વ્હેતું રહ્યું.

અને જગત ઘૂમવું વહવું પ્રેમ ના વીખમાં,
હજી મરણુ ના મળે વહવું ત્યાં લગી વ્હેણુમાં.

કહે છે લોક કે 'તારી માતા લાડ લડાવતી.' ૨
માતાનાં લાડની મારે સ્મૃતિઓ એમ રાખવી!

વસંત જગટોડલે વિવિધ પુષ્પમાલા ગૂંથે, ૩
મહીં અનિલ ગુંજતો સુરભિછાંટ દેતો રમે,
લસંત નભભાલ પે લલિત ભાનુનો ચાંદલો,
હસંત મનુબાલના મુખ પરે ઢળે લાલિમા.
પ્રમત્ત વિહગો ઉડે પૃથિવી વ્યોમ વેરાઇને,
અને કિલકિલાટથી મધુર સૂર છેડી જતાં;
સુહાગ સુરલોક શા, અમલ ઈંદ્રની આંખનો
દિસે સકલ લોકની ઉઘડતી જતી આંખમાં.

વિરાટ મન મોકળાં સ્વજન સંગ સોહામણાં
રમે નવ પ્રભાતમાં, સકલ જીવ આનંદમાં.
ઉષાઃ નવ ઉઘાડ એક ક્ષણુમાં બધે વિસ્તર્યો,
અને ગગનઆંગણે અવલ રંગ ઓઢી પળી
ઉષા મગન સુંદરી નવલ નૃત્ય ત્યાં કે' કરી.
રહે જગત શોચતું, કળી ન મંદબુદ્ધિ શક્યું.
અનેક ઋતુ આવી ને જગતમાં ઘૂમી ગૈ છતાં
હજુ નવ-વસંતની જગતને રહી ઝંખના.

૪ દીઠાં લલિત લોચને સરિતનીર આ નિર્મળાં,
સુણ્યા ઘનગભીર શબ્દ ગિરિશૃંગના ભવ્ય શા!
લહી વિવિધ પુષ્પની વિરલ ગંધ હૈયાં ભરી,
અને દિગદિગન્તની વિરલતા લહી જ્યાં જરી,
—થયું સ્મરણ સ્હેરનું; સ્મરણ ગ્રામનું યે થયું.
વળ્યાં સ્મરણમાં બધાં સ્વજન સ્નેહી સંગાથીઓ
લળ્યાં સ્મરણ તે ય સૌ સરિત શાં વહી યે ગયાં;
રહ્યું ન અવશેષમાં સ્મરણ શેષ કૈં યે હવે.

રહે સ્મરણમાં શું તે, ઉર અજાણ્યુ જાણે નહીં.
હતો પ્રકૃતિ મધ્ય હું, પ્રકૃતિ રમ્ય ખીલી હતી,
થયો વિવશ તેથી હું, હૃદય રાચ્યું સૌન્દર્યના
થતાં અનુભવો ઘણા, અનુભવો હજુ યે થશે.
છતાં,—
સદા સ્મરણમાં રહે અનુભવો ખરા એટલા.

૫ મને પ્રણય ભાવ કે સુખની લાલસામાં કદી
જરી જકડશો નહીં સ્વજન બંધુ મિત્રો ફરી;
હતી ઉર વસી કદા મિલનઆશ તે ગૈ શમી
અને નીરવ શૂન્યતા ઉર છવાઇ જામી રહી.
અકેલ વહતી જતી સરિત દેશદેશે રમી,
છતાં ન ઠરતી ક્યહીં, ત્યમ હું યે ઠરૂં ના કદી;
અકેલ વનરાનમાં અખિલ વિશ્વમાં આથડું,
સદૈવ અવિરામ હું ભટકતો રહું ક્યાં ન ક્યાં!

અજાણ્યુ પગ લાગતાં પથિક ઠોકરે લે કદી,
હું યે વિધિની ઠોકરે ઉછળતો રહું કાંકરો;
અને અકલ કાલના વમળમાં વિંટાઇ જતાં
ભલે સકલ સ્થૂલ તત્ત્વ ઉરચેતના યે શમે.
ચિતા મમ જલે ક્યહીં ભડભડાટ તો યે તમે,
ન કો' સ્વજન આવશો મરણ એવું રૂચે મને.

જગે જનમ લીધ મેં વિરલ બાલ્ય તો આથમ્યું, ૬
યુવાન અવ હું બન્યો સપનભોમ તે યે સરે,
મળ્યાં જન ઘણ્યાં જગે, સ્વજન કોક ક્યાંક્યાં મળ્યાં,
તદા ચહી દયા કૃપા, વિમલ સ્નેહ યત્કિંચિત,
ચણ્યાં, ઉર વસે ચહ્યું, મૃદુલ ભાવ ઢોળે ચહ્યું;
છતાં ન ઉર ભીંજિયું: ઉજડ ભાવિ મારૂં કહું ?
હઉં સ્વજન હું, તમે સ્વજન જો ખરાં હોવ તો
ક્ષમા કદિક આપજો ઉણપ-આળની હેતથી.
નથી ઉર સશક્ત આ, અગણ્ય ડંખથી ધ્રૂજતું,
ચહ્યું ઘણીં ય ઠોકરે ઉછળતું ઉચાટે રહ્યું.

ઉબાટ ઉછળે ભલે, ઉર ઉચાટ ના આણશો,
તમે હૃદયગોખમાં અવર કૈંક ખીલાવજો.
મને—મુજ ઉરે હવે દહન થૈ જવા વાંછના,
તમે નિકટ ના'વશો; ઉચિત અગ્નિથી નાસવું.
જલે ઉર, જલે બધાં રુધિર અસ્થિનાં માળખાં.
પછી સમય હોય તો ફૂલ-ચિતા રહે શેષ તો
—ફૂલ આંસુથી તર્પજો!

અનેક યુગથી સહી વિકલતા પ્રભો! આટલી, ૭
વિલીન ક્યમ ના થતી અસહ ક્રૂરતા ભાવિની?
મને ય, મમ સર્વને કદિક દૂરથી ડારતી,
કદી નિકટ આવતાં સકળ ભાન ભૂલાવતી;
રડું સહન ના થતાં, રુદન કોણ એ લેખશે!
અને હૃદયદાહને કવણ એ પ્રભો! ઠારશે?
નથી જગતમાં ભર્યાં વિમલ તત્ત્વ શું એહવાં
વહી જનઉરેઉરે દહનદાહ જે બૂઝવે?

૮ મશાણ! ઉર ડંખતી વિજન ભોમ બિહામણી,
જયહાં સ્મરણમાં ઉઠે સ્વજનની ચિતા ધીખતી,
દિને ન જન કો' મળે, સમીપ વાસ ના કોઇના,
નિશાસમય શબ્દ ઘોર જ શૃગાલ વા શ્વાનના
ઊઠે દૂર-સમીપમાં, નિંદરસેર તૂટે કદી,
અજંપ ક્રૂર સર્પ શો વિષમ દંશ દેતો દહે.
ચિતા સ્વજનની અને સપન શાં જ સંભારણાં
તરે સ્મૃતિપટે બધાં નિજ વૃતાંત વિસ્તારતાં.
ચડી મરણ, જિંદગી, સ્વજન-યાદનાં તાંડવો,
અટૂલ મૃદુ ઉરના સરલ ભાવ સંહારતાં.

છતાં હું ઉરથી ચહું,—
સ્મશાનભૂમિને નમું. વિરલ શાન્તિ પામું જયહીં.
કદા શબ લઈ જવું, શબ થઇ કદા જ્યાં જઈ
નિરંતર લહું મીઠી સ્વજનગોદ એકાન્તમાં.

૯ ઉતી પળ અમૂલ્ય એક, નયનો ભરી નીરખ્યા
અનેક યુગલક્ષી કૂચ કરતા જતા સૈનિકો.
હતી પળ અજોડ એક, જનતા દીઠી ઘૂમતી
પ્રચંડ બલ તેજ શૌર્ય વહતી રણે મોખરે.
ઉદ્ધ્યાં વિરલ પૂર એ, સહજ કલ્પના ના હતી
કદી ઉતરશે; અને સહજ શાન્તિ વ્યાપી જશે.

ગયા દિન, થયા 'હતા', નજરમાં ન પાછા તરે,
ભવિષ્ય જન ના કળે! જગતમાં ન કોએ કળ્યું.
વિચાર નવ યોજશું, નવલ પંથ કૈં શોધશું,
ફરી જગ ગજાવશું, જનની કૂખ દીપાવશું,
સમર્પણ કરી બધું જગતને ય દેખાડશું,
'અમાર જનની' તણી પરમ ભાવના પોષશું.

વિલાસ ન, વિહાર ના વિભવ માણવાની સ્પૃહા! ૧૦
કલા ન, કવિકલ્પના, લલિત ચિત્ર જોવા તૃષા.
મણા ન ઉર કાંઈ એમ મન માનતો હું બનુ
અને જગઉપાધિની લપ ન કાંઈ લાગે મને.
સદા સૂરજ ઊગતાં સતત કામ આરંભીને
વળું સરવની પછી ગૃહ ભણી હમેશાં જ હું,
પછી જરીક જે કંઈ જઠર ઠારવાને મળે
લઈ ઝટપટે પડું નિંદરઅંક થોડી ઘડી,—
અને મળસકે ઉઠી નિયત કામ પે પ્હોંચું જૈ.
મજૂર મમ દેશ, ને મજૂર હું ય જન્મ્યો ત્યહીં;
સદા ખડ ઉખેડતો, નવીન ખેડતો, વાવતો,
મજૂરી કરતો મઝું જીવનખેડ ખેડી સદા.

સુરમ્ય ઉરવાદ્યના સહજ તાર તૂટી ગયા, ૧૧
હવાં વિરૂપ એ પરે વિફલ અંગુલી ફેરવું,
મળે ન સ્વરમેળ, કાં અજબ મૌન ધારી રહ્યું !
વિચાર શતધા કરૂં, નવલ ગીત ગાવા ચહું,
મથું જ લલકારવા, થઈ હતાશ પાછો પડું.
ઉઠે ઉદધિમાં અનેક નવલ્હેર ને ઊછળે
ઊંચે ગગન ભેટવા; ઘડીક ઊછળી વિસ્તરી
વહે હૃદય ભગ્ન થૈ પૃથિવીપાટ ફેલાઇને.
સ્ફુરે અકલ ગીત કિંતુ નહિ વાદ્ય આ ઝીલતું,
રચાય સ્વરમેળ ના નવલ સૂર જ્યાં ઊઠતા,
હતાશ સલિલોર્મિ શા સહજ વેડફાઈ જતા.
તૂટેલ સહુ તારમાં મૃદુલ તંતુ આશા તણો
દીઠો; તુરત સજ્જ થૈ નવલ એકતારો કરી
સહર્ષ ઉરવાદ્યને ઝણઝણાવી આલાપું હું.

૧૨ કહેવી'તી મારે,
સખે છાનેમાને,
કહું છું તે આજે, ઉર ધીરજ ખૂટે ભય થકી:
'રખે દેતી હાવાં ઉરફુલ બિડાવા વિરહથી.
પ્રિયે! ગુંજે મારો ઉરભ્રમર એ અંબુજ મહીં.'

૧૩ કહો હૃદય કેવડું? ઉદધિ ઊછળે એવડું?
ન તો વળી જ કેવડું? અસીમ આભ જેવું કશું?
હજી ય અદકું અમાપ જ વિરાટ બ્રહ્માંડથી?
હશે હૃદય એવું શું મનુજકલ્પના ના કળે.
કરી કવિત કેટલા કવિવરો મથે માપવા
છતાં નવ કળાતું કૈં ગહન એવું તે શું હશે?
કહે 'હૃદય હોય તો હૃદયની કળે વાતડી';
કહે 'હૃદય હોય તો હૃદયની પ્રતીતિ લહે
અને પ્રણયી એકલાં હૃદયનાં ઉંડાણો કળે.'
મને ગમ ન કૈં પડે, હૃદય છે ન વા, ના કશું.
હું યે પ્રણયી હોત તો સકલ ભેદ જાતે કળી.

૧૪ હશે પ્રિય તું ક્યાંય શું?
હશે પ્રિય જરૂર તું.
ન તો ઉર ન આટલું કદિ ય આમ ઝંખ્યા કરે.
કરું કવન કૈંક હું, નવ કદી કહીં કો સુણે;
લવું પ્રણયવાતડી તવ વિના કહે કો સુણે?
ભમું ભમર જેમ તો ય નવ હું સખે ક્યાં લહું.
પ્રિયે! પરમ ભાવપૂર ઉરફૂલ એ તાહરું,
કહે કવણ પંથ એ વિમળ બાગ જ્યાં તું વસે?
ભમી ભવન શોધતો સકલ, એકલો ત્યાં મળું
તને પ્રિય સખી, અને ઉરભર્યા બધા ભાવ જે
વહાવી તુજ પ્રેમમાં નવલ આશ આનંદથી
કરું પરમ લ્હાણનું અકથ સ્વપ્નતાદશ્ય હું.

અતુલ સુખ માણતાં, રસભર્યાં ઉરે રાચતાં, ૧૫
પરસ્પર હસી રમી નવલ ભાવથી પ્રેરતાં,
કરી અવનવી સખે પ્રણયવાતડી, સર્વ એ
વહ્યું સમયધોધમાં, નવ ભલે હવે સાંભરે.
ઠરી; નવ કદી હવે પ્રણયદીપ્તિ ચેતાવશો.
વિદાય સહુ સ્નેહીઓ ! ગત ન ગોઠડી આણશો
ઉરે તમ કદી હવે, નવલ સાથમાં રાચજો.
સરે સકલ સ્થૂલ બંધ, સરતા જ છોને હવે!
રહે ઉર ઉંડા પડી પ્રણયદોર ના ખોલશો.
હવે મળશું કો દિને નવીન કો વળી સૃષ્ટિમાં,
અજાણ ઉર ભેટશું, પ્રણયગોઠડી માંડશું
અને વિરહની કરી સકલ વાતડી રાચશું.

હતો હૃદય ઝંખતો, વિરલ સ્વપ્ન કૈં ગૂંથતો, ૧૬
અને પરમ કલ્પને વિવિધ લ્હાણથી રાચતો;
મને મન ન રુચતાં વિફલ તર્કવિતર્કને
કદી ન ઉર આણતો, સહજ હર્ષ ના ટાળતો.
અને કદિ કદિ જ જ્યાં અતુલ એકલો હું થતો
હમેશ ઉરવાદ્યને ઝણઝણાવી આલાપતો,
અકથ્ય રસ ભાવ પ્રેમભર ગીતડાં ગુંજતો.
ગયા દિવસ એ બધા, વિરલ સ્વપ્ન એ તો સર્યાં;
શમી વિરલ કલ્પના, હૃદય શૂન્ય આ તો થયાં;
મળ્યાં હૃદય તો ય આ વિરલ સાથ શેં ના ટક્યા?
મળી જરીક વારમાં સકલ હર્ષ આટોપિયા.
હવે જીવન જીવવાં વિફલ હાસ્ય દેખાડવા;
જગે સહુ જનો તણાં હૃદય રાચતાં ભાળવાં,
અને પળપળે વિયોગઘડીને સ્મરી શોચવું!
રહ્યા બસ, સખે, ઊભા વિકટ પંથ વીતાડવા!
સખે! હૃદય ભેટિયાં, વિરલ મસ્તીમાં રાચિયાં,

સર્યાં સકલ એ, રહ્યાં સ્મરણ માત્રમાં કૈં ગૂંથ્યાં.
થયાં ઉભય દૂર તો વિહ્વલ ગીત શાં ગુંજવાં!

૧૭ ગણ્યો પોતાનો તો પ્રિયજન હવેથી વિસરજે,
યણો કો કાળે તો પ્રિય નવ કદી યાદ કરજે;
લણ્યાં સ્વપ્નો તેનું સ્મરણ નવ પાછું કદિ થજો,
રહી આધાં આઘાં ઉભય દિલભાવો લય થજો.
નથી આ સૃષ્ટિમાં જીવન જન કો'નાં નિરમિયાં
ફૂલોની શય્યામાં સુખરૂપ સદાયે વિહરવાં.
વિયોગે શાન્તિ છે; વિકટ કયમ તેને વદ કહું?
પ્રીતિતત્ત્વો શામ્માં નવ કદિ ભલે વ્યક્ત બનતાં.
મળ્યા આત્મા છો હો, નવ કદિ સખે તું ય સ્મરજે;
છૂટયાં તે હૈયાંને નવ જરી હવે યાદ કરજે.
જુદા રહેવામાં યે ઉર અખૂટ આનંદ લૂંટશે.
સ્મૃતિઘેલા જેવો પ્રિય નવ કદિ તું બની જજે,
મને સંભારી ના મધુર પળ કો ક્લિષ્ટ કરજે;
ભલે તેં કલ્પેલાં મૃદુલ સુખ સૌ યે શમી જતાં,
ગયાં સ્વપ્નો, તો એ સ્મરણ પણ છો ને શમી જતાં.

૧૮ ગુંથાયાં હૈયાં જે અવસર યદિ ના મળી શકે,
છતાં ભાઈ તેને સ્વજન ગણીને માફ કરવાં.
ગુંથાયાં હૈયાંને અવસર ન કો ધન્ય અદકો—
ગુંથાયાં જે કાલે અવસર મહા ધન્ય વિરલો.
ગુંથાયાં હૈયાં એ—
ખીલેલાં પુષ્પો એ સ્મિત સહ રમે, મૌન વદને—
ઉચિત સ્મિત લસે મૌન હૃદયે.

કહો સખિ! કહો કંઈ હૃદયમૌન તૂટે કહો, ૧૯
કહો સખિ! કહો કંઇ ઉભય મૌન છૂટે કહો.
ચઢે સખિ! પણે શશી જલધિ ઉપરે દૂર ને
અનંત લહરી ઊઠે ઉદધિ બિન્દુબિન્દુ મહીં;
ઉષા નવ સુહાગ દે, સુરભિછાંટ દે પુષ્પને
જ્યહીં ભ્રમર ગુંજતા પ્રણયગીત આલાપતા;
ચઢે ગગન મેઘ ગાઢ જલ શ્યામ દીસે જ્યહીં,
મયૂર મનગસ્ત મત્ત બની નૃત્યકેકા કરે.

સનાતન સુયોગ આ સકલ જોડ નર્તાવતો,
સનાતન વિયોગ શું મનુજ બેલડી માટ તો?
ભલે ઉદધિ સોમ ને રવિ નિશા વળી મેઘ ને
મયૂર નવ કૈં વદે; કવિજનો કદા એહનાં
અને ઉભય આપણાં પ્રણયમુગ્ધ હૈયાતણાં
કવે કવિત કોક દિ',—ઉભય આપણે કાં ન તો?

નિરાશ સખિ શું કહું?—નયન જ્યાં મળે આપણાં! ૨૦
વિષાદ ઉર છે કહું?—મિલન જ્યાં થતાં આપણાં!
મહોત્સવ સખે કહું?—નયનમાં તરે મૂર્તિઓ!
રસોત્સવ સખે લહું?--સજલ જ્યાં બને ચક્ષુઓ!
કહું ભરતી ઓટ, કે વિરલ નર્તનો ભાવનાં?
કહું થનગનાટ, કે સરલ વ્હેણ અંભોધિનાં?

નથી સરિત તું સખી, ઉદધિ હું ન વા યે વળી,
જ્નાં ઉભય શું નથી? ઉભયમાં નથી શું કહે?
વિષાદ, દુઃખ, સ્પન્દનો, સુખ ન શાન્તિ વા કૈં કળે.
પછી વિવશ શું થવું? વિફલ ચિન્તનો એ ય શું?
નથી નથી વિષાદ, દુઃખ, સુખ, શાન્તિ, કાંઈ અહીં,
નથી સ્વજન, મિત્ર, શત્રુ વળી અન્ય કો વ્યક્તિઓ;
ન શેષ કંઇ યે રહ્યું,
વિશેષ સખી શું કહું?
—ઉભય જ્યાં અહીં આપણે?

૨૧ અકળ અંતરભાવ રહ્યા તરી,
પળપળે પીડતા ન કળે જરી;
અતલ આ ઉરમાં તરતાં અહીં
વમળ કૈંક ન શેં અટકે જરી?

ઘડીક થોભ પ્રભા ઝરતા શશી
પ્રકટ ભાવ કરી, મમ ઉરની
સકળ ઊર્મિ અવિચળ હેતની,
રસ ભરી જરી સ્પષ્ટ વહાવની.

જીવનપંથ તણા સહી ઘાવ સૌ
અમર લ્હાણ લહું ઉરમાં ભરી,
પણ અબોલ ન ઘા હું સહી શકું
જીવનપંથ ન વ્યર્થ કરી શકું.

૨૨ 'ચહું હું તુજને' કહું?
નહીં, ઉર ઉઘાડું છે; સુમન શું મૃદુ મૌન એ
લસે વદનપે જરી. સ્મિતસુગંધ શું કોક દી
લઈ ઉરસુવાસ તું કુસુમ જેમ સંભાળજે.

'ચહેછ તું ય કે?' પૂછું?
નહીં, સખી નહીં કદી ઉભય ઉરને પૂછવું.
વહું છું વહતો રહીશ જગવ્હેણમાં એકલો,
સમીર જ્યમ ગુંજતો પ્રતિક્ષણે સખે એકલો.

'ચહે ન તું મને?' પૂછું?
નહીં નહિ, નહીં સખી જીગર એટલું હું કરું.
સરે અનિલ ચુંબતો સરિતવ્હેણની ઊર્મિઓ
સદૈવ ઉર સ્પર્શતો, વહન થંભવા ઇચ્છતો
હશે!—પણ મળે જઈ સરિત સાગરે. ચંચળા!
હું યે તવ મળીશ ત્યાં ઉદધિ પાસ વંટોળમાં.

તમે મમ ઉરે કરી અજબ કો કલા કામિની, ૨૩
તમે મમ ઉરે રચી વિરલ ભાત કો પદ્મની;
તમે મમ ઉરે ભર્યા સુભગ રંગ સંધ્યા તણા,
તમે મમ ઉરે મઢી સકલ ચારુતા વિશ્વની.
તમે મમ સમીપ ક્યાં?
તમે ઉર સમીપ ક્યાં?
—અગમ પ્રશ્ન ઊઠે ત્યહીં;
બન્યાં ઉર વિમૂઢ આ વિગૂઢ, વીજળીથી વીંધ્યાં
ઉરે થનગનાટ ને જરીક દોલ અંગાંગનાં
થતાં ઉભય ચિત્ત તો પ્રણયદોલમાં ડૂબિયાં.
'તમે', સહજમાં 'તું' ને સકલ વિશ્વ પલટી ગયું.
'ઊઠો', ગૃહિણી ઉચ્ચર્યાં; સકલ સ્વપ્ન ચૂરા થયું.

અયિ! મન્દ પ્રફુલ્લિત આંખલડી, ૨૪
નિરખું રસભાવ સુધા ઝરતી
ચપળા નભવિદ્યુત શી સરતી
ઉર ચેતન હાસ નવાં ભરતી.

મુખ હાસ સખે! વિમળાં ફુગળાં,
ઘડીમાં શમતાં, ઘડીમાં રમતાં
નવલા ઉરલ્હાવ ભર્યાં કૂદતાં
રસીલાં ઉર વાત નવી વદતાં.

તુજ વેધક નેન તણાં કિરણો,
ઉર ખોલું ન ખોલું ધસી સરસાં
રસસેર થકી વિમળું કરતાં
મુજ એકલ શુષ્ક ઉરે રમતાં.

ઘડી એક રહું નિરખી સખિ હું,
તુજ પ્રેમ તણાં ઉરગીત સુણું,
મમ અંતર હાસ્યભર્યું રમતું,
બસ એક જ એ ઘડી ધન્ય ગણું.

૨૫ પ્રિય! આજ સખે! નવ રાત અને
વચને વદને રસ પ્રેમ તરે.
જગ સર્વ શશી નભ તારક ને
સખી તું ય અહીં ઉર કૈં મલકે!

તુજ પાસ રહું નવ લેશ કહું,
નયને નયને નિરખી જ રહું;
તુજ આજ પ્રભા સખિ! ચારુ દિસે,
ઉર કૈંક નવા અયિ ભાવ ઊઠે.

મમ અંતર જે રસઘેન ચઢે
વદ તું સહુ એ કઈ રીત કહું?
ઉરપ્રેમ તણાં મધુપાન મળ્યાં
રસધાર તણી ઉર શાન્તિ વહી.

કયમ હોય મને પરવાહ હવે?
રસ મિષ્ટ જ જે જગ પાન કરે
જગ હંસ સુમૌક્તિક સર્વ ચણે
રસહંસ ઉરે ઉર મોતી ભરે
સખિ! તું ય ઉરે મમ પ્રેમ ભરે
પછી કેમ કહે અળગાં રહીએ!

શશી તારક સૌ બહુ દૂર વસે,
જગ જંપ્યું પણે સહુ શાન્ત દિસે,
પણ આપણ બે ઉર જાગ્રત એ
રસજ્યોત મહીં નવ નૃત્ય કરે.

૨૬ પૃથ્વીહૈયે ઉદધિ રમતો મત્ત આશ્લેષઘેલો,
અંગાંગોએ ચૂમી લઈલઈ હર્ષઘેલો ઘુમંતો,
છંછેડાતાં કદિક સહજે ક્રોધઘેલો° સગર્વે
પાછો જાયે ઉરતટ તજી પૃથ્વીને દૂર મૂકી.

ખારો ખારો અસહ વિરહે ઘૂઘવે ભેટઘેલો,
ભૂલે શેણે પૃથિવીઉરનાં હેત ને હૂંફ મીઠાં?
પાછો આવે,—ઉલટભર ત્યાં લાડિલી પૃથ્વી એને
આલિંગે, ને અમીશીકરની ફૂલની વેણી બાંધે.
ખારો એવો અરધ ઉરથી ભુજ માંહે લપાવા
આવ્યો ત્યાં તો ઉર સહ લીધો;—નિત્ય લેજે ભૂલું તો.

'પગલે પગલે વ્યાધિની લ્હાય, નિશદિન બાળતી હો જી! ૨૭
એની ઊની ઊની રે આંચ, જઈ ક્યાં ઠારવી હો જી'
ઊંડી ઊંડી અંતર-આશ, પૂરણ ક્યાં પાડવી હો જી!
નહીં આ દેહમહીં જો સાર, નીરસ શાં જીવવાં હો જી.'

'ઘેલી એવા એવા વિચાર, કુડા શા લાવવા હો જી!
એ તો ખોટા ખોટા આભાસ, હૃદય શીદ બાળવાં હો જી!
સજની રહેવા દો એ ઉચાટ, જીવન જૂઠાં નથી હો જી!
નથી જગ માંય સખે, શું પ્રેમ ભર્યાં ઉર ઉરમાં હો જી?
સખી દુઃખનાં મૂકી દો ગાન, અંતર દો ખીલવા હો જી.'

જાગે જ્યારે ઝંખના! ૨૮
કે જાગે જ્યારે ઝંખના
ઉરને અદીઠ કોઈ મન્દિરે—જાગે૦

સાગરની ભરતીને પાળ કોણ બાંધે?
ચાંદનીનાં પૂરને કોણ ક્યાં ઉલેચે?
સરિતાનાં નીરનાં વ્હેણ કોણ ખાળે?
ધરતી-પેટાળનાં નવાણ કોણ બાંધે?
મનડાંનાં માનવીની ઝંખના!—જાગે૦

એવી એક ઝંખના, જાગી મોરે મન્દિરે,
ઉરને અદીઠ કોક મન્દિરે.
કવિની કો રમ્ય કાવ્યઝંખના–
કે કલ્પનાની ધંખના
એવી એક ઝંખના
જાગી મોરે મન્દિરે–
ઉરને અદીઠ કોક મન્દિરે—જાગે૦

કાલના કરાલ સૌમ્ય નૃત્ય શી!
રુદ્રના પ્રચંડ એક નૃત્ય શી!
સૃષ્ટિસંહારકાલ નૃત્ય શી!
એવી એક ઝંખના કે
મનડાંના માનવીની ઝંખના
જાગી મોરે મન્દિરે–
ઉરને અદીઠ કોક મન્દિરે—જાગે૦

૨૯ હાં રે સખી! આભલાંને ગોખ કોઈ માનવી!
ગૂંથીગૂંથી તારલાની ચુંદડી ઓઢાડે,
કે પૃથ્વીને લાડ શાં લડાવે!—હાં રે સખી!

કદી વાયરાની વીંઝ દે, ને ચુંદડી ઉડાડે,
કે ફૂલડાંની પાંખડી હસાવે!—હાં રે સખી!
કદી વીજળીની આંખડી નચાવે,
કે આભલાં ય ભેદે!—હ રે સખી!
કદી ચાંદો તો ભાનુ કદી ભાલમાં,
કે મેઘધનુ ફીફાઓમાં ફૂટે!—હાં રે સખી!
સખી આઘેરાં ગોખમાં કો માનવી!
કે વાદળાં સંકેલે–
ને પૃથ્વીને સાદ દેતો દોડે!—હાં રે સખી!
એના સાદે પૃથ્વીનાં અંગ કાંપે,
ને સાગર લ્હેરે!—હાં રે સખી!

છૂપી છૂપી ખેલ કાંઈ ખેલે
ને હઈડાં હલાવે!
કે ઝરણાં હસાવે!—હાં રે સખી!

હાં રે સખી આભલાંને ગોખ કોઈ માનવી,
છૂપી છૂપી ખેલ કાંઈ ખેલે,
કે સૃષ્ટિનાં સોણલાં સજાવે!—હાં રે સખી!

૩૦

આભના સરોવરે દીઠાં મેં એક દિ'
ચાંદનીનાં નીર તો હેલે ચઢ્યાં,
ઊછળી અનંત સેર પસરી અનંતમાં
પૃથ્વીમાં પૂર એનાં રેલી રહ્યાં;
વિરહી વિભાવરીના હૈયે વહ્યાં જહીં
પ્રીતમનાં સોણલાં તાજાં થયાં.

ઊંડે ઊંડે એને આશાના આશરા
હૈયાનાં સ્મિત એના મુખે ફૂટ્યાં;
એકલી વિભાવરી ને હું ય હતો એકલો
જગમાં પ્રવાસી એ ઊભાં હતાં.

૩૧

ઝૂલે જરી હો! ઝૂલે જરી,
ઉરદોલ આજ મારો ઝૂલે જરી.
ધરતીને ખોળે ને આભલાંની છાંયે,
ફૂલડાંની સંગે ને વાયરાની ફૂંકે—
પ્રેરણાનો પ્રેર્યો એ ઉલટે ઉમંગે—
ઉરની વાડી મારી ગુંજી રહે!
ઉરદોલ આજ મારો ઝૂલે જરી હો!...ઝૂલે૦

સંસારી સાથ આ લ્હેરે જો સોણુલે!
આકાશી તારલાનાં તેજ શાં ઝબૂકશે!
હૈયાના કોડ કાંઈ તોડે અબોલડા!
સૌએ ગુંજે પ્રેમગીતો લળી!
ઉરદોલ આજ મારો ઝૂલે જરી હો!...ઝૂલે૦

ધરતી માડી ને મારો સંસારી સાથ આ
હૈયાંના હેતનાં મીઠાં બન્ધન જ્યાં!
ગૂંથી ગૂંથી મેં મારી મનડાંની માળા!
નમું જગતને ને માનવ–માયા!
ઉરદોલ આજ મારો ઝૂલે જરી હો!
ઝૂલે જરી હો! ઝૂલે જરી
ઉરદોલ આજ મારો ઝૂલે જરી હો!

૩૨

મારે હૈયે અખંડ જલે જ્યોત!
એવી જ્યોત એક ઢૂંઢી રહ્યો.
મારે હૈયે અનંત રમે જ્યોત
એવી જ્યોત એક ઢૂંઢી રહ્યો.
મારે હૈયે અનંત ભરે જ્યોત
એવી જ્યોત એક ઢૂંઢી રહ્યો.

સારા જગના યે ખંડ ખંડ ખૂંદી
અનંત એક જ્યોતિ
કે જ્યોત એક ઢૂંઢી રહ્યો.

પેલા ચાંદાને માસ તો અમાસ,
પેલા સૂરજને નિત્ય એક સાંજ,
મારે હૈયે ન સાંજ કે અમાસ
એવી જ્યોત એક ઢૂંઢી રહ્યો
મારે હૈયે પૂનમ નિત રેલે
કે જ્યોત એક ઢૂંઢી રહ્યો.

મારા હૈયાને, નાથ, વચગાળ,
એક નાનું ય આળ અંતરાય
ટકે ના પલવાર
એવી જ્યોત એક ઢૂંઢી રહી.
મારા જગમાં બ્રહ્માંડ હે જગાવી
    કે જ્યોત એક ઢૂંઢી રહી.

મારે હૈયે અખંડ રમે જ્યોત
એવી જ્યોત એક ઢૂંઢી રહી.

## ૩૩

સખી, આજ મારે આંગણે આવ્યા,
સોદાગર સાદા!
લાવ્યા કૈં ભાતભાત વાનાં,
    સોદાગર સાદા!

સખી, લાવ્યા રંગીન કાંઈ સાડી,
ગૂંથેલ માંહીં વાડી,
ફૂલોની મ્હેકક્યારી,
વેલોની વેલ લાગી,
    સોદાગર સાદા!

સખી, આથમતે પ્હોર એ તો આવ્યા,
ને વાતડીએ વાળ્યાં,
કે રાત રાત માણ્યાં
સોદાગર સોણાં,
    સોદાગર સાદા!

સખી, એની એ વાતડીનાં લ્હાણાં,
એ વાતડીને લ્હાણે
વ્હેલેરાં વાણુ વાયાં;
    સોદાગર સાદા!

સખી, ઊગમણે આભની જે લાલી!
એવી કંઈક લાલી,
ગુલાબી એક લાલી
આ આંખોમાં આવી,
સોદાગર સાદા!

સખી, ફુલડાંની પાંદડી એ ખીલી,
કોયલ કુંજ ટ્હૌકી,
આંબાની ડાળ ટ્હૌકી,
ને દૂર દૂર ઊડી,
સોદાગર સાદા!

સખી, એવી પાંદડીઓ ખૂલી,
કે ખૂલી અધખૂલી
અંતર કેરી બારી,
એ ચોરની એંધાણી,
સોદાગર સાદા!

સખી, કાલ મારે આંગણે આવ્યા,
આથમતે આવ્યા,
ને ઊગતે ચાલ્યા
સોદાગર સાદા!

૩૪ પેલી નંદજીના લાલમાં લ્હેરી! ગોવાલણ઼ ઘેલી.
પેલી જોને યમુનાને તીર જાતી! ગોવાલણ઼ ઘેલી.
લઈ માથે ગોરસ ઘડો ચાલી! ગોવાલણ઼ ઘેલી.
અલી વ્રજની વેરાગણ઼ ચાલી! ગોવાલણ઼ ઘેલી.
ઘડી બ્રહ્માએ રૂપ–રસ વેલી! ગોવાલણ઼ ઘેલી.
એનાં બાજે નૂપુર ઉર ડોલે, ગોવાલણ઼ ઘેલી.
એની આંખડીમાં અમરત હેલી! ગોવાલણ઼ ઘેલી.
સખી સંસારે હાસ્ય એક ગોપી, ગોવાલણ઼ં ઘેલી.
અલી ઘેલી ઘેલી એક ઘેલી! ગોવાલણ઼ ઘેલી.

હું તો વર્ષાની વાદળી નાની રે લોલ, મીઠડાં વારિ વહું. ૩૫
પેલા ડુંગરાની ટોચ મારી ડેલીઓ રે લોલ, મીઠડાં૦
પેલાં ઝાડવાંની સંગ મારે ગોઠડી રે લોલ, મીઠડાં૦
પેલાં ઝરણાંનાં હાસ્ય મારે ઝીલવાં રે લોલ, મીઠડાં૦
પેલી નદીઓનાં પૂર મારે ભરવાં રે લોલ, મીઠડાં૦
પેલા સાગરને ઉર મારે રમવાં રે લોલ, મીઠડાં૦
પેલાં ખેતરાંની પાળ મારે ઘૂમવાં રે લોલ, મીઠડાં૦
પેલાં ફૂલડાંની આંખ મારે આંજવી રે લોલ, મીઠડાં૦
પેલાં માનવીનાં હૈયાંને ફોરવાં રે લોલ, મીઠડાં૦
પેલા વાયરાના વીજ–ઘોડે બેસણાં રે લોલ, મીઠડાં૦
પેલી વીજળીની માળ મારા કંઠમાં રે લોલ, મીઠડાં૦
હું તો વર્ષાની વાદળી ચાલી રે લોલ, મીઠડાં૦
ઓ રે! ફૂલડાં ને માનવી આવજો રે લોલ, મીઠડાં૦
કોક શ્રાવણને સરવરીએ આવજોરે લોલ, મીઠડાં૦
હું તો વર્ષાની વાદળી ચાલી રે લોલ,
મીઠડાં વારિ વહી.
હું તો વર્ષાની વાદળી નાની રે લોલ,
મીઠડાં વારિ વહું.

ગંગાજમનાને તીર અમે બેઉ ભાંડુ ૩૬
નાની શી મઢુલીમાં રહેતાં જી રે!
ગંગાકિનારથી જમનાકિનારે
તુલસીની ક્યારીએ રમતાં જી રે!
કોમળ કદળી, આંબો ને લીમડો
શાળીશાળી છાંય ત્યાં ફેલાવતાં જી રે!
ચંપો ચમેલી જાઈ જૂઈ કેવડો
મઘમઘ મોગરો ફોરતો જી રે!

ગંગાનાં ઊજળાં જમનાનાં શ્યામળાં
ઊંડાં પાણીડાં વલોવતાં જી રે!
ગંગાજમના તે જેમ એક માની બ્હેનડી
રમીરમી તીરતીર મ્હાલ્યાં જી રે.

૩૭ કાચી રે માટીનું આ તો ખોળિયું જી રે!
કાચી રે માયાનાં વરતે ડૂબવું જી રે!
કાચાં રે હૈયાંને પાણી પ્હોંચવાં જી રે!
કાચા રે હાથે તે કૂપ ડ્હોળવા જી રે!
કાયા તે કથળે ને પાણી આઘેરાં જી રે!
કાયા તે કલ્પે પણ પાણી છીછરાં જી રે!
કાહા તે જગમાં કામ કાઢવાં જી રે!
કાચા તે ઘડુલે પાણી કાઢવાં જી રે!
છાયાં રે માયાનાં માથે આભલાં જી રે!
વાયા રે દખ્ખણના દુ:ખવાયરા જી રે!
પાયા તે પગના લાગ્યા ડોલવા જી રે!
થાક્યા તે હાથે વરત છૂટતા જી રે!
છૂટયાં તે વરત, ઘડુલા ઠેકતા જી રે!
છીછરાં પાણીડે પટ ફૂટતા જી રે!

# શરદુત્સવ

## (નૃત્ય-નાટિકા)

આ નૃત્ય-નાટિકા નીચેનાં બાલકોએ સંપૂર્ણ સફળતાથી મુંબાઇમાં સર કાવસજી જહાંગીર હૉલમાં નૃત્ય દ્વારા દશ્ય બનાવી હતી. ગીતના ઢાળ તથા સંગીત-વિધાન શ્રી જગન્નાથ ડૉકટર, શ્રી પ્રભાકર કેકીની બી. એ, તથા શ્રી સરલાદેવી ઠાકુરનાં હતાં. નૃત્ય-આયોજન શ્રી નટરાજ વશીનું હતું.

ભજવનારાં બાલકો

કુ. વનલીલા પટેલ, કુ. વસુમતિ ઝવેરી, કુ. પદ્મા ઝવેરી,
કુ. સુશીલા ઝવેરી, કુ. વીણા પરીખ, શ્રી શશિકાન્ત પટેલ,
શ્રી અરવિંદ પંડયા, શ્રી મહાદેવીઆ, શ્રી ત્રિભુવન પટેલ વગેરે.

*

ગીત ૧લું—ખેડુતની આંતર-બાહ્ય તપ્ત દશાનું દર્શન.

ગીત ૨જું—આકાશ વાદળછાયું જોઇ પ્રકૃતિ ને ખેડુતનો આનંદ. આશા ને આનંદ પ્રેરિત નૃત્ય.

ગીત ૩જું—રાત્રે વર્ષાએ મ્હેર કીધી છે. ભૂમિ—એક વખતની તપ્ત ભૂમિ હવે મ્હેકી રહી છે. લીલીછમ લીલોતરી આંખ ઠારે છે. ખેડૂત, જીવનના સાથી બળદને પોતાની સાથે ખેતરે લઈ જવા આમંત્રણ ગાય છે. 'જગતનો તાત' ખેડૂત ભૂમિનાં પુલકિત અંગ જોઈજોઈ પ્રેરણા લે છે ને ખેડ કરવા જવાની તૈયારીઓ કરે છે.

ગીત ૪થું—ઉપરના કાવ્યના જ અનુસંધાનમાં હવે ખેડૂત એના મિત્ર-મંડળને નિમંત્રે છે. કુકડાએ પણ પ્રભાતનું પ્રેરણા-ગીત ગાયું છે.

ગીત ૫મું—ખેડૂત પોતાનો પાક જોઇ હરખાય છે ને એ સંપત્તિ જોઈ ગીત-નૃત્ય કરે છે.

ગીત છઠ્ઠું—પૂજન.

## ૩૮

માનવી! અમે માનવી!
ઊંચેરા આભના રાજવી!
સૂણજે ધા, સૂણજે ધા!

માનવી! અમે માનવી!
ઊંચેરા આભના ભોમિયા!
સૂણજે ધા! સૂણજે ધા!

ઓ રે! અમે માનવી!-માનવી,
તપ્યાં આભ, ધખ્યાં ઘોમ—ઓ રાજવી!
સૂણજે ધા સૂણજે ધા!

ખર્યાં પાન, ખર્યાં માળ, ઊડ્યાં પંખેરૂ પ્રાણ,
વનવગડો વનચર પ્રાણ!—પ્રાણ!
પુકારે આજ પ્રાણ!
સૂણજે ધા, સૂણજે ધા!

માનવી! ઓ રે અમે માનવી!
ઊંચાંઊંચાં વ્યોમ, તારા ઘુમ્મટ ઘનઘોર!
તાકીતાકી આંખડી થાકી—હો રાજવી!
સૂણજે ધા! સૂણજે ધા!

અમે માનવી! ઓ રે અમે માનવી!
અમ પ્રાણીના પ્રાણ કેરી આંખડી,
આંખડી આ, ખડી ખડી આજ,
ચૂવે છે પ્રાણ!—ઓ રાજવી!
સૂણજે ધા! સૂણજે ધા!
ઘોમ : જ્યાં માળખાંની સૂણજે ધા! સૂણજે ધા!

## ૩૯

થેઈ થેઈ થેઈ, હે! થેઈ થેઈ થેઈ.
આવો જગ જોવ, આવો નભ જોવ.
થેઈ થેઈ થેઈ હે! થેઈ થેઈ થેઈ

આકાશે જો આ છાઈ મેઘમાળ!
આશા ફોરે હાસ્ય!—થેઇ થેઇ થેઇ, હે૦

આવો જનકુલ સાથ, સમીર સુસાથ,
ફેલે શીત હાશ, હાશ!—થેઇ થેઇ થેઇ, હે૦

જોવ, જોવ, જોવ, પેલા નભકુલ રાસ,
સોહે ચંદ તારા સાથ, વાદળ લપાય–
રમે હોડ આંખ સાથ!—થેઇ થેઇ થેઇ, હે૦

આષાઢી રે હો, ગરજે ઓ ઘોર,
પેલી વાજળી ચોર!—થેઇ થેઇ થેઇ, હે૦

તડ્ તડ્ તડાક ઘન ભેદે ઘોર,
કોઈ નભ હોય?—થેઈ થેઈ થેઈ, હે૦

આવો જન-લોક, આવો પ્રાણી થોક,
પંખેરૂ શોર ગાજો!—થેઇ થેઇ થેઇ, હે૦

ગાવો સહુ જોર આતમચંડોળ,
પેલા ત્રાતાનાં જોર, ગીત નવ કોડ,
થેઇ થેઇ થેઇ, હે! થેઇ થેઇ થેઇ.

૪૦ જાગને બાંધવા, જનમના ગોઠીઆ
તુજ ભણી માનવી મીટ માંડે.
જાગને ભાઈલા! જનમના ગોઠીઆ!
તુજ પરે લાખ આશા અમારી . . . હે જાગને૦

આજ તો આંગણે, મનખના માળખે,
ભૂમિના ભાવની મ્હેક મ્હેકે!
પંખીડાં પ્રાણનાં નવનવાં ગીતડાં,
કલરવે પ્રાતઃ પ્રાણે ભરી દે . . . હે જાગને૦

જાગને બાંધવા! શિવજીના સાથી, ગા
તુજ ખરી, ટોકરી ગીતવાચા;
ચાલ્ય 'લ્યા ભાઈલા, જીવનના જોડીઆ!
તુજ બળે દે ભરી રંક કોઠી . . . હે જાગને૦

**૪૧**

અલ્યા કરહન કૂકડો બોલ્યો 'લ્યા ઊઠય!
અલ્યા કરહન કૂકડો બોલ્યો 'લ્યા ઊઠય!
મારા બળદોને કાંધ રૂડાં જોતરાં નિહાળ
હળ ને ઓજાર લઈ ખેતરે હાલ્ય!
હૈય! મારી ધરતીની વાટ,
એનાં હૈયાં હુંફાળ!—અલ્યા૦

ઊભો દન કરશું ખેડ કાંઈ ખાંત,
માડી કે બ્હેન કો લાવશે ભાત,
વ્હાલી એ ખેડ મારી એમાણી માન્ય,
ધરતીનાં બાળ સૌ ધીંગડ મચાય!—અલ્યા૦

લીલીલીલી છમ્ મારી વાડીઓની વેલ,
આંખડી તો બોલ્ય 'લ્યા અમરત અંજાય,
મેહુલો આવીઓ ને સંદેશા લાવીઓ,
ધરતીની રજમાં પ્રાણો પ્રગટાય!—અલ્યા૦

વડવાની વાડીના વેલ શા આપણે,
ખેડ તે ખાંતેથી કરવી સદાય,
ધરતીને હૈયે આ ઊગ્યો ઉજાસ!—અલ્યા૦

**૪૨**

અમારો ઘાસ કેરો આ ગંજ!
અમારો આશ કેરો આ પુંજ!
વાટેવાટે વેલો લાગે, સકલ હસે વંન—અમારો૦
ચિત્ત ઊઠે, દૃષ્ટિ પડે—
ચિત્ત ઊઠે, દૃષ્ટિ પડે અંતર જાગે આશાગાને,
સમીર વાયે મન્દ—
મન્દ અતિ સુમન્દ—અમારો૦

ખિલારે પુષ્પ સોહે, ભ્રમર નાચે પરાગતાને,
બંધુ જાગે બ્હેના સાથે, અવર કોઈ આતમ ઝીલે,
સોહે ખેતર સંઘ—અમારો૦

હોડેહોડે ખેતરવાટે—
હોડેહોડે ખેતરવાટે સકલ રમે સંગ.
ધીરેધીરે ખેતર બોલે ખરૂરૂરૂરૂ અંગ,
ખરૂરૂરૂરૂ અંગ—અમારો૦

સૂર્ય તપે, ચઢ્યો માથે, સકલ અંગ રંગ!
પાકની સુગંધ—અમારો૦

લાવો, લાવો, આપો આજે માનવ માગે અન્ન!
માનવ માગે અન્ન!
ધીરેધીરે દાતરડાંની જીભ ચૂમે છે વંન
સકલ વન અનંત—અમારો૦

૪૩ વન જગ વન્દું હું
જીવન જગ વન્દું...(૨)
પુણ્ય પરિમલ મત્ત મહાર્ણવ,
પુલકિત અંગ વિભંગ...હું૦

ગંધ વહંતી ધરણી સોહે!
ઓળે બાલ અસંખ્ય...હું૦

આભ અનંત, લલિત સુરંગ!
મેઘલ નૃત્ય અનંત...હું૦

કોયલ કુંજે, મયૂર નિકુંજે!
ટહુકત સંગીત સૂરે...હું૦

આશ ઉછંગે, નિર્ઝર ઉમંગે
ખેલત જાત અભંગે...હું૦

સાન્ત અનન્તે, માનવ અંગે
જીવન જીવ સુસંગે...હું૦

પ્રેમલ હૈયે, પ્રાણ સુગંધે
જીવન સોહત રંગે...હું૦

જીવન જગ વન્દું હું જીવન જગ વન્દું